ગાંડીવ બાલોદ્યાનમાળા (૧)

પુષ્પ: :વીસમું

# નવનીત

સંયોજક:

નટવરલાલ વીમાવાળા




પ્રગટકર્તા-

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦, કેળાંપીઠ

સુરત

માખણ કોને ન ભાવે? માખણ સૌને ભાવે. તેમાં સાકર ભેળી હોય ત્યારે તો એનો સ્વાદ ખરેખરો મજાનો લાગે, ને તે કૌવત આપે, બુદ્ધિને તેજસ્વી બનાવે અને મનને પ્રફુલ્લ કરે તે તો જુદું જ. માખણ એવી સરસ વસ્તુ છે. ઘી કરતાં પચવામાં પણ તે હલકું હોય, દેખાવમાં પણ રૂપાળું લાગે. માખણ કોઇ અજબ જેવી વસ્તુ છે. ગુજરાતનાં બધાં બાળકો માખણ ખાતાં થાય તો કેવી મઝા પડે?

આ ચોપડીનું નામ નવનીત રાખ્યું છેઃ નવનીત એટલે માખણ. એમાં પણ મનને પ્રફુલ્લ કરે અને કૌવત દે એવી સામગ્રી આપવા પ્રયાસ કર્યો છે. એમાં બધી ખરી વાતોજ આપી છે. ગુજરાતનાં બાળકોને તે રૂચશે એવી આશા છે.

# સાંકળીયું





૧

## અજબ સોગઠાબાજી

દર એકાદશીએ માધવને ત્યાં જાગરણ થાય. અડોશીપડોશી ભેગાં મળે ને ભજન કરે. છોકરાંઓ પણ જાગે ખરાં. તેઓ સોગઠાં રમે ને મઝા કરે.

મોટી અગીયારસે એવું થયું કે અડોશીપડોશી જાત્રા ગયેલાં. જાગરણ તો ખરૂંજ; પણ માધવની સાથે રમનારૂં કોઇ મળે નહિ. નાનાં સરખાં દુર્ગાબ્હેન નવ વાગતાંનાં પોઢી ગયેલાં. એટલે માધવ કોની સાથે રમે ?

પણ રાતની ફરાળ થઇ ગઇ ને બા સુદ્ધાં

જમી રહી એટલે માધવ બાને કહે: બા, મને સોગઠાંબાજી આપ. મારે રમવું છે.

બા હસીને કહે: ગાંડા રે, તું રમવાનો કોની સાથે? દુર્ગા તો સૂઇ ગઇ.

માધવ કહે: તું તારે મને આપને. પછી જોજે હું કોની સાથે રમું છું તે.

બાએ તો સોગઠાં આપ્યાં ને પાસાયે આપ્યા. માધવભાઈ તો ઓસરીમાં ગયા. એક થાંભલા પાસે બેસી બાજી પાથરી. એક રમનાર પોતે ને બીજો રમનાર થાંભલો !

માધવભાઈ તો એક હાથે પાસા નાંખે ને પોતાની સોગઠી ખસેડે. બીજે હાથે પાસા નાંખી દાણા આવે તેમ થાંભલાની સોગઠી ખસેડે.

એમ બે ત્રણ બાજી રમ્યા. બધીમાં માધવભાઇ હારી ગયા !

માધવનાં દાદીમા જોતાં હતાં. તે બોલ્યાં: હાશ ! હાશ ! જુઓ રે ભાઇઓ ! એક માણસ કેવું કે લાકડાના થાંભલાથી યે હાર્યું ! એક વાર,




બે વાર, ત્રણ વાર!

બીજો છોકરો હોય તો ખિજાઈ જાય. માધવ-ભાઈ તેવા નહોતા. તે તો બોલ્યા: ઓહોહોહો!

તેમાં શું થઇ ગયું? સાગઠાં હારે ને સાગઠાં જીતે! થાંભલાના દાણા સારા પડે તેથી તે જીતે ને મારા નબળા પડે તેથી હું હારૂં! એમાં વળી મારી આબરૂ શી ગઇ?

પણ માધવભાઇની ખુબી શી હતી? જમણો હાથ એણે થાંભલાનો રાખેલો. ડાબો હાથ પોતાનો ગણેલો. જમણો હાથ ટેવાયલો, તે તેણે દાણા સારા પડે. ડાબે હાથે કંઇ બરાબર ન પડે.

તે વેળા માધવભાઇ દશ વરસના હતા. એ માધવભાઇ આગળ જતાં બહુ મોટા માણસ થયા. એમનું આખું નામ માધવ (મહાદેવ) ગોવિંદ રાનાડે.

૨

## રાજાજીની છબી!

ઘરડી ડોશી ખેતરમાં કામ કરતી'તી. બીજાં ખેતર સૂનાં પડ્યાં હતાં. ફરતો ફરતો એક જુવાનીયો ત્યાં આવી ચઢયો: કેમ માજી! આજે કંઇ એકલાં? આ બધાં ખેતર તો ખાલી છે. ને તમેજ કંઇ કામમાં ગુંથાઇ ગયાં! એમ કેમ વારૂ?

માજી કહે: બધાં ખેતરવાળાઓ શહેરમાં ગયા છે, રાજાને જોવા.

તે માજી તમે ન ગયાં?–જુવાનીયે પૂછ્યું.

એંહેંહેં! એમાં મારે શું જોવું'તું? રાજામાં તે શું જોવાનું બળ્યું છે? આ મૂરખાઓ જોવા ગયા છે તેમનું એક દિવસનું કામ રખડશે. મારે કામ રખડાવે કેમ પાલવે? હું તો બચરવાળ બાઇ. મારે પાંચ પાંચ જીવને ખવડાવવાનું. તે હું કેમ એમ રખડતી ફરૂં?

જુવાનીયો હસ્યો. ગજવામાં હાથ નાંખી એક સોનાનાણું કાઢ્યું. ડોશીને આપીને કહે: માજી, આ બીજા ખેતરવાળા આવે તેને કહેજો કે રાજો અહિં આવી તમને મળી ગયો; ને સોના પર કોતરેલી પોતાની છબી પણ યાદગીરી તરીકે આપી ગયો. લ્યો, રામ રામ ત્યારે.

જુવાનીયો રસ્તે પડ્યો.

એ જુવાનીયો તે ઇંગ્લાંડનો રાજા: જ્યોર્જ ત્રીજો.

૩

## ઘરેણાંનો શોખ!

ઇન્દ્રોજી કદમ સતારા જીલ્લાનો સરદાર. જેવું નામ તેવુંજ કામ. ઇન્દ્રોજીને અભિમાન બહુ. એમજ માને કે જાણે મારા જેવો કોઇ નથી! તલ્વાર ચલાવતાં તો મનેજ આવડે. મારી આગળ કોના ભાર?

ઠાઠ પણ એવોજ રાખે. પોતાના ઘોડાને પગે ચાંદીની નાળ જડાવે. લઢાઇના મેદાનમાં કે બીજે ઠેકાણે ઘોડાની નાળ નીકળી યે જાય. પણ તે પાછી લેવાની નહિ. ઇન્દ્રોજીનો હુકમજ એવો. લોકો આ નવાઇની નાળ જુએ ને મારી વાહવાહ ગાય. બસ એજ એની ઇચ્છા.

એવામાં શાહુ મહારાજાની તે તરફ પધરામણી થઈ. મહારાજે કદમની વાત સાંભળી. બહુ અભિમાની છે. ઠાઠમાઠનો શોખીન છે. એ તો એમજ સમજે છે કે જાણે મારા જેવો બીજો કોણ?

મહારાજે કદમને કહાવ્યું: મને મળવા

આવજો.

પછી સરદારને શું જોઇએ? ભાઇ તો એવા ફુલાયા કે ન પૂછો વાત! બસ, મહારાજને ત્યાં તો એવા ઠાઠથી જવું કે સભા આખી જોઇજ રહે.

નોબત નગારાં તૈયાર કીધાં. હાથી ઘોડા તૈયાર કીધા. રસાલા ને લાવલશ્કર બધું ભેગું કર્યું. મહારાજાને કહાવ્યું: આપ બીજાઓના તો નોબત નગારાં બંધ કરાવો છો. પણ હું તો તેની સાથેજ આવીશ; માટે રજા આપશો. મહારાજે રજા આપી.

એક તો કદમસાહેબ ઠાઠમાઠના શોખીન ને વળી આ તો મહારાજ પાસે જવાનું! એમણે તો પોતાના બધા સિપાઇઓને સોના રૂપાનાં કડાં પહેરાવ્યાં. પગમાં તોડા આપ્યા. ઘોડાઓને પણ શણગાર્યા. ભાલા તલ્વારને પણ ફુમતાં લગાવ્યાં. કંઇ ઠાઠ, કંઇ ઠાઠ!

પોતે પણ ખૂબ ઘરેણાં લગાવી દીધાં ને જામા પાઘડી લગાવી ધડાકધૂમ ધડાકધૂમ કરતા ચાલ્યા.



મહારાજાને ખબર પડી કે ઇન્દ્રાજી ડોળદમા-
મથી આવે છે. એના ડોળદમામનો બરાબર જવાબ

આપવો જોઇએ. મહારાજને સાદાઇજ ગમે.

મહારાજે તો બરાબર જુક્તિ કીધી. દરબારમાં સૌને તદ્દન સાદે પોશાકે બોલાવ્યા. પોતે ય સાદા ધોળાં કપડાં પહેરીને આવ્યા. પણ પોતાનું જર જવાહીર, સોના રૂપાના દાગીના ને મોતીની માળા, હીરાના હાર, કડાં, તોડા, સૌ પોતાના લંગડા કુતરાને પહેરાવ્યું. કુતરાને દરબારમાં એક બાજુએ ઉભો રાખ્યો.

કદમ સાહેબ તો ધારતા હતા કે મારા ઠાઠથી આખી સભા અંજાઇ જશે. શાહુ મહારાજ પણ ઝંખવાઈ જશે; હું કોણ ? ઇન્દ્રોજી કદમ !

પણ દરબારમાં જતાંજ ઉંધું દેખાયું. આખા દરબારમાં સૌએ સાદા સફેદ પોશાક પહેરેલા. માત્ર લંગડો કુતરો ઠાઠમાઠથી ઉભેલો.

કદમ સાહેબ તો શરમિંદા થઇ ગયા ને નીચું ઘાલ્યું. આખરે શાહુ મહારાજની માફી માંગી ને ત્યારથી ખોટો ડોળ છોડી દીધો. માણસની શોભા તેના ગુણથી વધે. તેને વળી દાગીનાની જરૂર

શી? એ વાત સરદાર સાહેબ એવી સમજ્યા કે ઠેઠ જીંદગી સુધી યાદ રહી.

૪

## બીક તે કેવી હોય?

પાંચ વરસના બટુકજી દાદીમાને ઘેર ગયા'તા. ત્યાં ખાતા'તા, રમતા'તા ને મઝા કરતા'તા.

એક દહાડો બટુકજી ખોવાઇ ગયા. દાદીમા તો આમ ખોળે ને તેમ ખોળે. શેરીમાં ખોળે ને બજારમાં ખોળે; પણ પત્તો લાગ્યો નહિ.

પછી કોઇ બોલ્યું: જુઓ તો ખરા, ગામ બહાર તો બટુકજી નથી દોડી ગયા?

દાદીમા લાકડી ઠોકતાં ઠોકતાં ગામને પાદર નદી તરફ વળ્યાં. નદી આવી, તો ખરેજ પેલા ભાઇસાહેબ જ્યાં પુષ્કળ જોરથી પાણી વહેતું હતું ને ઉછળતું હતું ત્યાંજ ઉભેલા. મોજથી ઉભેલા. જરા ફિકર નહિ કે જરા બ્હીક નહિ. મનમાં કોણ જાણે શું વિચારતા હશે?

ડોશીમા તો આ જોઇને છકજ થઈ ગયા. બાપરે, આ છોકરાને તે કંઇ મનમાં બ્હીક છે? જરા તણાઇ જવાનો ભય છે?

ડોશીમાએ પાછળથી જઇને એને ખેંચ્યો ને ગામ તરફ લઈ ચાલ્યાં. રસ્તે કહેઃ તે અલ્યા, તને જરા બ્હીકે નહિ લાગી?

બ્હીક કેવી હોય જીયા?–બટુકજી બોલ્યાઃ મેં હજુ જોઈ નથી. મને બતાવશો?

એ બટુકજીએ પાછળથી આખી દુનિયામાં નામ કાઢ્યું. એનું નામ હોરેશીયો નેલ્સન. વિલાયતમાં એના જેવા સેનાપતિ બહુ નથી થયા.

## ૫

## ઠીંગુસ રાજાજી

રાજાજી બહુ ઠીંગણા હતા. પણ સ્વભાવે મોજીલા. સૌ તેમને ઠીંગુસ રાજા કહે. દેશમાં એમનું નામજ ઠીંગુસ રાજા પડી ગયું. દરબારીઓ તો ગુપચૂપ એ વાતે મશ્કરી પણ કરતા ને હસતા. રાજાજીને એક દહાડો ખબર પડી ગઇ.




પછી એક દહાડો સાઠમારી થઇ. મોટા ચોગાનમાં જાનવરોને લઢાવે ને આસપાસ કોટ પર બેસીને બધા જુએ—એ સાઠમારી કહેવાય. વડોદ-

રામાં ઘણી વાર થાય છે.

રાની બળદ ને સિંહ ચોગાનમાં આવ્યા ને લઢવા લાગ્યા. દરબારીઓ બધા જોતા'તા. રાજાજી પણ બેઠા હતા.

સિંહે બળદ પર છલંગ મારી. રાજાજી બોલી ઉઠ્યા: બોલો, સરદારો, કોણ આ બેને છૂટા પાડવાનું બીડું ઝડપે છે? છૂટા પાડે કે મારી નાંખે. છે કોઇની હિંમત?

બધા મુંગા બેસી રહ્યા. રાની બળદ ને સિંહ સાથે બાથ ભીડવી એટલે તો જીવનું જ જોખમ ને?

જવાબ તો કોઇનો આવતો નથી. રાજાજીને ચીઢ ચઢી. તલ્વાર ખેંચીને એ તો મેદાનમાં કૂદી પડ્યા. એક ઝાટકો સિંહને માર્યો. વનનો રાજા જમીન પર તૂટી પડયો. બીજે ઝાટકે બળદનું માથું ઉડાવી દીધું. પાછા આવીને પોતાની ખુરશીએ બેઠા.

દરબારીઓને કહે: કેમ જોયું? માણસ ઠીંગુ હોય તો શું ને ઉંચો હોય તો શું? એની બહા-

દુરીનીજ દુનિયામાં કિંમત છે. ઘાટ ગમે તે હોય.

બધા શરમાઇ ગયા.

એ રાજાજી ફ્રાન્સમાં થઇ ગયા; ને એમનું નામ પેપીન. બધા એમને પેપીન ઠીંગુજી કહેતા. પણ આ બન્યા પછી તે બંધ થઇ ગયું.

૬

## પંડિતજીની શાંતિ !

એક હતા પંડિતજી. ભારે વિદ્વાન. કંઈ કંઇ વાંચે, વિચારે ને ઘણું નવું શોધી કાઢે.

પંડિતજી પાસે એક કૂતરો હતો. તેનું નામ હીરો. હીરો બહુ લાડકો હતો. પંડિતજીનો પ્યારો હતો.

પંડિતજી કંઇ લખતા હતા. કાગળીયાનો ઝુડો ટેબલ પર પડયો હતો. પાસે મીણબત્તી બળતી હતી. હીરાભાઇ કુદતા'તા ને રમતા'તા.

પંડિતજીને કોઇએ બોલાવ્યા, તે બહાર ગયા. થોડી વારે પાછા આવ્યા. આવીને જુએ છે તો: હાય હાય ! મીણબત્તી ઉંધી વળેલી. કાગળીયા

સળગી ગયલા. ઘણાકની રાખોડી થયલી. થોડા હજુ જરા જરા બળતા હતા!

એ કામ કુતરાભાઇનું હતું. શાયે કારણસર ભાઇએ ટેબલ પર કુદકો માર્યો. મીણબત્તી ઉથલી પડી ને કાગળાયાં બળી ગયાં. કેટલું બધું નુકસાન! પંડિતજીની વરસોની મહેનત ધૂળમાં મળી.

બીજો હોય તો કુતરાને ફટકાવી કાઢે. મારીને કાઢી મૂકે. પણ આ પંડિતજી તેવા નહોતા. તે તો બોલ્યાઃ હીરા, હીરા! તેં આ શું કીધું? મારી કેટલી મહેનત ધૂળ મળી! પણ તારો શું વાંક! તું કંઈ એ સમજે છે?

નુકસાન તો એટલું બધું હતું કે ન પૂછો વાત. તોય પંડિતજી ગુસ્સે ન થયા. ગુસ્સો દાબી દીધો. એ પંડિતજીનું નામ સર આઇઝેક ન્યુટન. તેમણે ઘણી ઘણી શોધો કરેલી. એમના જેવા પંડિત બીજા ઓછાજ હશે.



## ૭

## માજી અને મહારાજા

છુક–છુક–છુક–છુક કરતી આગગાડી ધમધમાટ સ્ટેશનમાં દોડી આવી ને ઉભી રહી. ગાડીમાં ભીડ ઘણી. સ્ટેશન પર પણ ભારે ભીડ. ગાડીમાંથી ઉતરનારને ઉતરવું મુશ્કેલ ને ચઢનારને ચઢવું મુશ્કેલ.

તેમાં વળી ઘરડાંનું તો પૂછવુંજ શું ? એક ડોશીમા જેમ તેમ ઉતર્યા તો ખરાં. પણ તેમનું ભારેખમ પોટલું કેમે કર્યું બહાર ન નીકળે. ડોશી-માએ બહુએ ખેંચાખેંચ કરી; પણ ઘરડા શરીરમાં જોર મળે નહિ ને પોટલું ખસે નહિ.

પણ ઘડીયાળનો કાંટો તો ફરતોજ જતો હતો. ગાડી હવે બે ત્રણ મિનિટમાં ઉપડી જશે. માજીનું પોટલું નહિ ઉતરે તો ? બિચારાં માજીની શી ફજેતી ! ઘણાંક જતા આવતા ચઢતા ઉતરતા મુસા-ફરને તેમણે હાથે પગે લાગીને કહ્યું કે: મને કોઇ મદદ લાગો, મદદ લાગો. પણ સૌ પોતપોતાની

ધમાલમાં. કોણ બીજાનું સાંભળે? તેમાં વળી ઘરડી ડોશીની તરફ તો જુએ પણ કોણ?

માજીને તો ચોધાર આંસુ છૂટયાં: અરેરે, મારૂં પોટલું રહી જશે તો હું કરીશ શું?

પણ દુખિયાંનો બેલી કોઇ તો થાયજ. એજ ગાડીમાં બેસી એક રાજાજી પરગામ જતા હતા. તેમની માજી પર નજર પડી. તેમણે જોયું: વખત બહુ થોડો છે. ગાડી હમણાં ઉપડી જશે. પોટલું નહિ નીકળે તો માજી બિચારાં અકળાઈ મરશે.

પોતે દોડી ગયા. પોટલું ખેંચીને ઘસડી કાઢયું, નીચે ઉતાર્યું ને ઝપઝપ દોડાને ત્યાંથી ભાગી છૂટયા....તે ઠેઠ પોતાના ડબ્બામાં.

ગાડી પણ છુક–છુક કરતી ઉપડી ગઇ. માજી બિચારાં જોઇજ રહ્યા. મદદગારનો આભાર માનવાની ય તક તેમને ન મળી!

એ રાજાજી કોણ હતા તે જાણવું છે? એ કાસિમબજારના મહારાજા મણીન્દ્રચન્દ્ર નન્દી. ગુસ્કળા કરીને બંગાળા રેલ્વે પર સ્ટેશન છે. ત્યાં આ બનેલું.

## ૮

## ઠોઠ નિશાળીયો !

બધા એને ઠોઠ નિશાળીયો કહે. આ પેલો ઠોઠ ચાલ્યો! આ પેલો પથરો ચાલ્યો! કેમ ઠોઠ, પાઠ વાંચ્યા છ કે? એમ સૌ મશ્કરી કરે.

બિચારો ઠોઠ નિશાળીયો મનમાં મુંઝાય ને મનમાં ગભરાય! મને આવડે નહિ તે હું કરૂં શું?

પણ ઠોઠ નિશાળીયો હતો ડાહ્યો. સ્વભાવે રાંક ને સાચાબોલો. તેથી ગુરૂજીને એ વહાલો લાગે. વાંધો એટલોજ, કે એ બહુ મહેનત કરે પણ એને વ્યાકરણમાં કશી ગમજ ના પડે! બીજા ગોઠીયાઓ શીખી ગયા પણ એ ઠોઠ રહી ગયો.

એક દહાડો ગુરૂજી પણ ચિઢાયા: અલ્યા તું જીંદગીભર આવો ઠોઠજ રહેવાનો? આવી સહેલી બાબત પણ નહિ શીખવાનો! અરે રામ, તારી શી વલે થશે?

ઠોઠ નિશાળીયાને આ વેણ સોંસરાં લાગ્યાં. ઠોઠ નિશાળીયો તે દિવસથી ભાગીજ ગયો. ભ-



ણુવાજ ન આવે. ગુરૂજીને પણ તેના વિના ન ગમે.
પણ જતોજ રહ્યા, એટલે શું કરે?

પેલા ભાઇ તો પછી ભટકયાજ કરે. એક દહાડો ભટકતા રખડતા તળાવ કાંઠે આવી બેઠા. પનિહારીઓ પાણી ભરતી હતી. બીજી બાઇઓ લુગડાં ધોતી હતી. કોઇક વાસણ માંજતી હતી. થોડી વારે ઘણી ખરી બાઇઓ ચાલી ગઈ. એટલે ભાઇ સાહેબ છેક પાણી પાસે ગયા. જુએ છે તો તળાવની પાળ પર જયાં બાઇઓ ઘડા મૂકતી તે પથરો સાવ ઘસાઇ ગયેલો. તેમાં છેક ખાડા પડેલા. આસપાસ બધે બરાબર, પણ ઘડા જેટલા જગામાં જ ખાડો! ઓ બાપરે! આવા પોચા ઘડાથી તે પથરો ઘસાઈ જતો હશે?

એક બાઇને એણે પૂછયું: આ પથરામાં આ ખાડો શાનો?

રોજ અમે ઘડા મૂકીએ તેનો! અરે, પત્થર શું, ગમે તેવો ખડક પણ ઘસાઇ જાય! રોજ રોજ ઘસારો લાગે તો!

ઠોઠ નિશાળીયો વિચારમાં પડયો: બધા રોજ મને પથરો પથરો કહે છે. પણ આ પથરો તો આમ

ઘસાઇ જાય છે! ઘડા જેવી નરમ વસ્તુથી પણ તેને અસર પહોંચે છે, ત્યારે હુંજ કેમ છેક ઠોઠ રહુ?

ગુરૂજી પાસે ભાઇ પાછા ગયા. વાત સમજાવી: મારા પથરાપણાને હું ઘસી નાંખું ત્યારેજ ખરો! પછી એણે તો રોજ એવી મહેનત કરવા માંડી કે બધા એ ઠોઠ હતો તે પણ ભુલી ગયા. જે વિષયમાં એ ઠોઠ હતો તે પરજ એણે ચોપડી લખી.

એ ઠોઠ નિશાળાયાનું નામ બોપદેવ. એને થઇ ગયાને સેંકડો વરસ થઇ ગયા. પણ હજુયે એનું સંસ્કૃત વ્યાકરણ વખણાય છે!

૯

## ભલો દીકરો

રાજાજી ઓફીસમાં એકલા બેઠા બેઠા લખતા હતા. નોકરનું કામ પડયું એટલે ઘંટડી વગાડી.

એક વાર વગાડી, બે બાર વગાડી, પણ કોઇ સાંભળેજ નહિ. રાજાજીએ એક નવો જુવાન નોકર રાખેલો. તે બહાર હતો ખરો, પણ પવનની

લહેરમાં ઉંઘી ગયેલો. તેને ઘંટડી સંભળાય શાની ને તે ઉઠે શાનો ?

રાજાજી ઉઠ્યા. બારણું ઉઘાડી બહાર જુએ છે તો હજુરી ઉંઘતો હતો. રાજાજી પાસે ગયા, કે લાવ એને જગાડી કામ સોંપું.

પણ ઉઠાડવા જાય છે ત્યાં કંઈ નવાઇ દેખાઇ. હજુરીના ગજવામાં એક કાગળ હતો; અડધો અંદર ને અડધો બહાર લટકે. રાજાજીને થયું: લાવ આ કાગળ જોઇએ તો ખરા. અંદર શું લખ્યું હશે ?

ધીમે રહીને કાગળ કાઢ્યો. હજુરી નિરાંતે ઘોરતો હતો. તેને કશી ખબર ન પડી.

રાજાજીએ કાગળ વાંચ્યો. હજુરીની માએ લખેલો: દીકરા, તેં તારો પગાર મને મોકલી આપ્યો તે બહુ સારૂં થયું. મને અહિં મુઝવણ હતી. તબીયત સારી ન મળે. દવાદારૂના પૈસા જોઇએ. તેં દુઃખ વેઠીને પણ મને મોકલ્યા તો મારૂં નભી ગયું. પ્રભુ તારૂં ભલું કરો.

રાજાજીએ કાગળ વાંચ્યો. ધીરેથી પાછો ગજ-

વામાં સરકાવી દીધો. હળવે પગલે પોતાના ઓરડામાં પાછા ફર્યા. થોડું સોનાનાણું લીધું ને બહાર લાવી પેલા કાગળવાળા ગજવામાં હળવેથી ભરી દીધું. પછી પાછા ગયા.

ખૂબ જોરથી ઘંટડી વગાડી. હજુરી ઝબકીને જાગ્યો ને દોડતો દોડતો અંદર ગયો.

કેમ અલ્યા, ઉંઘી ગયો'તો? મેં કેટલી બધી વાર ઘંટડી વગાડી!

હજુરી ગભરાયો. જવાબ શું દે? અચાનક તેનો હાથ ગજવા પર પડયો. સિક્કા ખખડ્યા. વધારે ગભરાયો. સિક્કા બહાર કાઢતાં એણે તો એકદમ રડી દીધું: ઓ સાહેબ રે! કોઇએ મને મારવા ધાર્યો છે! આ પૈસા મારા નથી. કોઇએ મારા ગજવામાં ભરી દીધા છે! ઓ—

રાજાજી કહે: ગભરાઇશ મા. એ તો કંઈ કુદરતનો ખેલ હશે. કોઇ કોઈ વાર એવું જાદુ થાય છે. જા, એ નાણું તારી માને મોકલજે; ને લખજે કે રાજાજીએ પ્રણામ કહાવ્યા છે.

હજુરીનાં આંસુ દડી ગયાં. તેની આંખો હસી હસી રહી!

એ રાજાજીનું નામ ફ્રેડરીક. તેઓ જર્મની પર રાજ કરતા. હજુ આખી પ્રજા એને સંભારે છે.

૧૦

## ડાહ્યો દીકરો

અમીરને ત્રણ દીકરા. અમીરે મરતાં પહેલાં ત્રણેને પાસે બોલાવ્યા ને કહ્યું: બોલો ભાઇઓ, હું તમને એક સવાલ પૂછું, તેનો જવાબ દેશો?

ત્રણે બોલ્યા: પૂછો બાપુજી.

જુઓ ત્યારે. કહો, ઇશ્વરે તમને માણસને બદલે પંખી બનાવ્યા હોત તો કયું પંખી થવાનું તમને ગમત? પહેલાં તો, મોટા, તું જવાબ દે.

મોટે છોકરે જવાબ દીધો: બાપુજી મને તો બાજ થવાનું ગમે. ઉંચે ઉંચે ઉડવાનું, ને વળી શિકાર કરવાનો. પંખીઓનો રાજાજ બાજ કની?

વારૂ; વચલા, તારો શું વિચાર?–બાપે પૂછયું.

મને તો તીડ બનવાનું ગમે! એ....ટોળેટોળે

ફરવાનું. સૌની સાથે ગમ્મત કરવાની. તીડ થઇએ એટલે એકઠ્ઠાં તો પડાયજ નહિ!

પછી એક નાનાને પૂછ્યું. નાનો કહે: બાપુજી, મને તો બતક થવાનું ગમે. લાંબી લાંબી ડોક. ધીરી ધીરી ચાલ. હૈયામાં એક વિચાર આવે તે હોઠે આવતાં આવતાં તો કેટલી વાર લાગે! એટલામાં તો વિચાર કેવો પાકો કરાય! લાંબી ડોક તો બહુજ સારી.

ઠીક. અમીર જરા વિચારમાં પડયો. પછી કહે: જો રે મોટા, તને શિકાર કરવાનું મન છે. તેથી તને ઉત્તરમાંની જાગીર આપું છું. ત્યાંના લોકો પાકા ને જબરા છે. એટલે તારો શિકાર બિકાર ત્યાં નહિ ચાલે.

વચલાને હું મારો દક્ષિણમાંનો વજીફો આપું છું. ત્યાં તકરારી સવાલો બહુ છે. એને સલાહ સંપથી રહેવાનું ગમે છે એટલે ત્યાંની તકરાર મટી જશે.

ને નાના, તને તો હું કંઇજ નથી આપતો.

તું ડાહ્યો જણાય છે એટલે તારી મેળે તારો રોટલો કમાઈ લેશે. ને આગળ જતાં નામ કાઢશે; માટે જાવ.

છેવટે બાપે કહ્યું હતું તેમજ થયું. છેક નાના દીકરાએ દેશમાં નામ કાઢયું ને વિલાયતનો મુખ્ય કાજી થયો. એટલે એનો ઉપરી ફક્ત એક રાજાજ! એ શિવાય સૌમાં એ ઉપરી!

## ૧૧

## હીરામોતીની કીંમત

મોટા મોટા રણમાંથી બે મુસાફર જતા હતા. બંને થાકેલા. બંને ભૂખ્યા. ખાવાનું કંઇ મળે નહિ. પીવાનું પાણી યે રણમાં ક્યાંથી લાવે?

અધૂરામાં પૂરૂં બંને ભૂલા પડ્યા. રસ્તો જડે નહિ. કઇ બાજુ જવું તે સૂઝે નહિ. શું કરવું? ભૂખ ને તરસ તો કહે કે મારૂં કામ!

બંને ચાલ્યા જાય છે. એટલામાં દૂરથી એક વહેળા જેવું જણાયું. મનમાં હરખાયા: હાશ, પાણી તો મળ્યું.



પાસે જઇને જુએ છે તો વહેળો સૂકાઈ ગયેલો. પાણી મળે નહિ. કાદવ ખરો, પણ તેને શું કરે? પણ એટલામાં એકની નજર પડી—એક

મોટી કોથળો પર. વહેળાને કાંઠે એ કોથળી પડેલી હતી.

બંનેના જીવમાં જીવ આવ્યો: હાશ, આ કોથળી મોટી દેખાય છે. ભારે પણ છે. એમાં કંઇ ખા-વાનું હશે ને પાણી પણ વખતે હોય. ચાલો, સારૂં થયું.

કોથળી લઇને ઉપરથી હાથ લગાડી જોયો તો અંદર કંઇ ગોળ ગોળ વસ્તુ લાગી: વાહ ભાઇ! ખજુર કે બોર હશે એમ લાગે છે.

પણ ખોલીને જુએ છે તો અંદર તો હીરા, ને મોતી, નીલમ ને માણેક. ઝળહળ ઝળહળ થાય!

હાય રે! આ મોતી માણેકની તે શી કિંમત? તેની કિંમત કોડી જેટલીય નથી! એટલાં બોર કે જમરૂખ હોત તો કરોડ રૂપિયા જેટલાં વહાલાં લાગત!

બિચારા મુસાફરો રણમાં ભટકી ભટકીને મરણ પામ્યા!



## ૧૨

## સોનાની ભેટ

રાજાજીએ સિપાઇને કામ સોંપ્યું: તિજોરીએથી બે મણ સોનું લાવવાનું છે. એક ખચ્ચરને લેતો જજે.

સિપાઇ એક નાનકડું ખચ્ચર લઇ તિજોરીએ ગયો. ત્યાંથી સોનું લાદી ખચ્ચરને હાંકવા માંડયું. પણ ખચ્ચર અડધું માંદલું હતું. તેનાથી બરાબર ઉંચકાય નહિ. અડધે આવ્યું ત્યાં તો સિપાઇને લાગ્યું કે હવે તો ખચ્ચરને દુઃખ દેવું ઠીક નથી. લાવ, હું જ ઉંચકી લઉં.

એણે તો બોજો પોતે લીધો. ખચ્ચરને એમ ને એમ ચાલવા દીધું. પોતાને થાક લાગવા માંડયો; પણ મહેલ હવે પાસે આવતો હતો.

રાજા મહેલના ઝરૂખામાંથી જોતા હતા. ખચ્ચર ખાલી ચાલે છે. બોજો સિપાઇએ ઉંચકયો છે. સિપાઇના થાકનો તો પારજ નથી. જેમતેમ જેમ-તેમ ચાલે છે.

સિપાઇ મહેલ પાસે મુશીબતે આવ્યો. હવે ઉંચકાય એમ લાગતું નથી. માથું ભમે છે. શરીર ભાંગી જશે એવું લાગે છે. સિપાઇએ તો બોજો મહેલના આંગણાંમાંજ નાંખવા માંડયો.

રાજાજી બોલી ઉઠ્યા: નાંખીશ મા, નાંખીશ મા! જરાક વધારે મહેનત લે. ને લઇ જા તારે ઘેર. જા, એ બધું તારૂંજ છે!

એ રાજાજી તે મહાન અલેકઝાંડર.

૧૩

## અકબંધ થેલી

રૂશિયા મોટો દેશ છે. એનો ઘણો ભાગ વેરાન જેવો છે. એક વેપારી એવા વેરાન ભાગમાંથી જતો હતો.

રસ્તે એક ઝુંપડી આવી. ખેડુતની ઝુંપડી હતી. વેપારીએ તેને ત્યાં મુકામ કીધો.

બીજે દહાડે સ્હવારે તો વેપારી ચાલી નીકળ્યો. ઘણે દૂર ગયા પછી જુએ છે તો એની સો રૂપિયાથી ભરેલી થેલી ગુમ!

પાછો જઇને શું કરે? રસ્તે પડી હોય તોયે કોઇએ લઇ લીધી હોય. ને ચોરાઇ હોય તો તો પાછી મળેજ ક્યાંથી?

બીજી બાજુ ખેડુતનો દીકરો રસ્તામાં રમતો હતો. બાજુના ખાડામાં એણે થેલી પડેલી જોઈ. જઇને બાપાને વાત કરી. બાપે કહ્યું: જા, એની ઉપર ઘાસની પુળીઓ ઢાંકી મૂક. જ્યારે માલિક આવશે ત્યારે પાછી લઈ જશે.

ચાર છ મહિને વેપારી એ બાજુથી પાછો જતો હતો. ખેડુતને ત્યાં મુકામ કર્યો. ખેડુતે ઓળખ્યો નહિ.

વાતમાં વાત નીકળતાં વેપારીએ કહ્યું: છ મહિના પર મારી થેલી અહિં ખોવાયલી.

ખેડુતે કહ્યું: ઓહોહો! એ થેલી તમારી કે? મારા દીકરાએ જોઇ'તી. મેં એને ઢાંકી રાખવા કહ્યું હતું. બનતાં સુધી પડી રહી હશે.

બંને ઉઠીને તે બાજુ ગયા. જુએ છે તો થેલી જેમની તેમ અકબંધ પડી હતી. વેપારીના

આનંદનો પાર ન રહ્યો.

## ૧૪

## એ કેવો માળી?

એ બાગનો માળી હતો. બાગમાંની ઝુંપડીમાં એ રહે. એના શેઠને ત્યાં પૈસાની રેલમછેલ.

ચૈતર મહિનો બેઠો હતો. બાગના આંબામાં કેરીઓ લૂમઝૂમતી હતી. જે જુએ તેના મ્હોંમાં પાણીજ છૂટે. માળીભાઇ બાગમાંથી થોડોક કચરો સાફ કરતા હતા.

ત્યાં તો શેઠજી આવી લાગ્યા. સાથે બે ચાર ભાઇબંધ પણ ખરા. માળી દોડતો ઝુંપડીએ ગયો. ખાટલો લાવ્યો. ઢાળીને શેઠને બેસાડ્યા. ભાઇબંધો પણ બેઠા.

સૌ મળી વાતો કરે. માળી પાછો કામે વળગ્યો. એવામાં શેઠે બૂમ પાડી: ઇબ્રાહીમ! ઇબ્રાહીમ!

માળીનું નામ ઇબ્રાહીમ હતું. ઇબ્રાહીમ દોડતો આવ્યો.

શું હુકમ છે, શેઠ?

કેરીઓ પાકી ગઇ છે કે?

જી, થોડા આંબા તૈયાર થઇ ગયા છે.

લાવ ત્યારે. ખાઇએ.

માળીભાઇ ગયા. એક આંબા પરથી દશબાર કેરી પાડી લાવ્યા.

કેરી બધી ખાટી નીકળી.

શેઠ કહેઃ અલ્યા ઇબ્રાહીમ, આ શું? આ તો દાંત ખટાઇ ગયા. આવી કેરી કેમ આણી? જા, કોઇ મીઠો આંબો પાડ ને સરસ કેરી લાવ.

માળી બિચારો વિચારમાં પડી ગયો. તે નહાલે કે ચાલે. શેઠ કહેઃ કેમ અલ્યા, ઉભો કેમ? સારામાં સારા આંબા પરથી કેરી પાડી લાવ.

પણ સાહેબ, કયા આંબાની કેરી લાવું?

સારામાં સારા આંબાની.

સાહેબ, તમે કહો કે ફલાણા આંબાની લાવ. મને શી રીતે ખબર પડે કે કયો આંબો સારો છે?

શેઠ જરા ગુસ્સે થઇ બોલ્યા: તું તે માળી છે કોણ છે? આટલા દિવસથી બાગમાં રહે છે

ને કયો આંબો મીઠો છે તેનું ભાન નથી ?

માળી કહેઃ સાહેબ,હું ક્યાંથી જાણું ? મારૂં કામ તો ફળઝાડની રખેવાળી કરવાનું. કેરી ખાઈ જોયા શિવાય કયો આંબો ખાટો ને કયો મીઠો તે કેમ જણાય ?

શેઠ અજાયબી પામ્યાઃ શું બોલે છે ? તેં કદિ એક પણ ઝાડનું ફળ હજુ ચાખી નથી જોયું ?

ઇબ્રાહીમ કહેઃ ના, સાહેબ !

શેઠને નવાઇ તો લાગી. પણ તેના હરખનો ય પાર રહ્યો નહિ. ભાઇબંધને કહેઃ સેંકડો નોકર આવ્યા ને ગયા. પણ આવો કોઈ ન જોયો !

એ માળી ઇબ્રાહીમ આદમ. એની પવિત્રતા વડે એ મુસલ્માનોમાં સંત ગણાયો. આજે પણ સૌ મુસલ્માનો એને યાદ કરે છે ને પૂજ્ય માને છે.

| |
|---|
| મેળવવું હોયે જો વિત્ત<br>ખાઓ પ્રેમે ખૂબ નવનીત |

# નવા યુગનાં રમકડાં

**સેટ ૧ લો**

૧ ટોલ્સ્ટોયની ત્રણ વાતો ૦—૫—૦
૨ બકુલ ૦—૬—૦
૩ બિરબલનો બન્ધુ ૦—૮—૦
૪ મૂરખરાજ (ટોલ્સ્ટોય) ૦—૮—૦
૫ નીલમ ૦—૬—૦
૬ ભીષ્મ અને યુધિષ્ઠિર ૦—૪—૦
૭ બાળવિહાર (૧) ૦-૧૨-૦
૮ જયબજરંગ ૦—૬—૦
૯ વાઘોનું વન ૦—૪—૦
૧૦ જાદુઈ હાર ૦—૪—૦
૧૧ બરફીપુરી ૦—૪—૦
૧૨ સોનાકુમારી ૦—૪—૦
૧૩ તોફાની ટીપુડો ૦—૬—૦
૧૪ કચુંબર ૦—૩—૦
૧૫ ધૂપસળી ૦—૪—૦
૧૬ બાળવિહાર (૨) ૦—૬—૦
૧૭ મોતીના દાણા ૦—૫—૦
૧૮ એક હતો ફનરો— ૦—૪—૦
૧૯ ફેરીનાં ભજ્યાં ૦—૩—૦
૨૦ નવનીત ૦—૩—૦
૨૧ મેઘધનુષ ૦—૪—૦
૨૨ મિયાઉં ૦—૧—૦
૨૩ હાથી ધમધમ ચાલે ૦—૧—૦
૨૪ બાળ ડાયરી ૦—૩—૦
૨૫ આપગાંની ચતુરાઇ ૦—૪—૦
૨૬ ગધેડાનું રાજ ૦—૧—૦
૨૭ રમકડાંની દુકાન ૦—૧—૦
૨૮ જાદુઇ જમરૂખ ૦—૧—૦
૨૯ મકનો મસ્તાનો ૦—૧—૬
૩૦ બંગાળી બિરબલ ૦—૬—૦

કુલ ૮—૦—૬ ને બદલે આખો સેટ લેનારને ૭॥ રૂ.માં ફેન્સી બોક્સ સાથે. પોસ્ટેજ રૂ. ૧. સ્ટેશનવાળા ગામે રેલ્વે પાર્સલ સસ્તું પડે.

**સેટ બીજો:**

૧ ભૂલભૂલામણિ ૦)–
૨ સવાકાની આપવીતી ૦)–
૩ ખોટી ખોટી વાતો ૦।
૪ સિપાઈદાદા ૦)≡॥
૫ સાબપૂડો ૦॥।
૬ કાલસાકાકા ૦
નવી ચોપડીઓ તૈયાર થાય

**મોટા બાળકો-કુમારો**

બલિદાન ૦
અમાંદનો ભેદ ૩।
પારસમણિ ૨
ગીતાંજલિ ૧
પાંડવગુપ્તનિવાસ ૦
બાંધણાં ૦।
નીતિધર્મ ૦।